# બ્રાહ્મણોને એક થઈ બ્રહ્મચિંતન કરે : અવિનાશ પંડ્યા

## રાજકીય અસ્તીત્વ ઉભુ કરવું સમસ્ત સમાજ માટે જરુરી બન્યુ છે



ભુજ તા.૨૧

બ્રાહ્મણોને દેશમાં અનેક ક્ષેત્રે ક્રાંતિ આણી છે. અને સતા પલટા લાવી દીધા છે. ત્યારે વર્તમાન બંધારણ વ્યવસ્થાથી બ્રાહ્મણ મંડળો બ્રાહ્મણ સમાજને ભારોભાર અન્યાય અને અસંતોષ છે. અને નવું ક્ષત્રીય રાજાઓનું પરિણામ સક્રિય કરવા પણ આયોજન કરવું પડે તેવી જરૂરીયાત ઉભી થઈ છે.

તે જોતા છેલ્લા છ દાયકાથી અસ્તિત્વ માટે ઝઝુમતા બ્રાહ્મણ-ક્ષત્રીય સમાજની એક ધરી બને તો સમાજમાં વિચારક્રાંતિ સર્જાય તેમ હોવાનું બ્રહ્મચિંતનની મથામણ કરતાં સુરતનાં અવિનાશ પંડયો ભુજ ખાતે યોજાયેલી એક પત્રકાર પરિષદમાં પોતાના વિચારો પ્રગટ કર્યા હતા. રાજ્ય બ્રહ્મસમાજનાં અગ્રણી અવનિશ પંડયાએ ચિંતા વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે સાંપ્રત સમયમાં શિક્ષણક્ષેત્રે અંધાધુંધી જોવા મળી રહી છે.

દેશની ત્રણ લાખ જેટલી બ્રહ્મ શાળાઓને તાળા લગાવી દીધા છે. જે બાબત ખતરાની ઘંટી સમાન છે. જેને લઈ સંસ્કૃત પાઠશાળાનું મહત્વ ઘટતું જતું જોવા મળી રહ્યું છે

આ ભારતી ગૌરવ પરંપરા જાળવવા અંગે માત્ર વાતો જ ન કરી ઋષિ મુનીઓનીજે પરંપરા હતી એને અનુસરવા બ્રહ્મસમાજે જાગૃત થવું પડશે.

તેમણે આ તબક્કે બ્રાહ્મણોનાં વિરૂદ્ધનાં પ્રચાર -ભ્રમનું ખંડન કેમ કરવું તેનું ચિંતન કરવા ઉપર ભાર મુક્યો હતો. આ બેઠકમાં કચ્છ બ્રહ્મસમાજનાં જયપ્રકાશ ગોર, સતિષ સોમપુરા, મંજુલાબેન ઉપાધ્યાય, પ્રકાશભાઈ, શૈલેષ જોશી, સુરેશ જોશી ઉપસ્થીત રહ્યા હતા.

## બ્રાહ્મણ-ક્ષત્રીય સમાજની એક ધરી બને તો સમાજમાં વિચારક્રાંતિ સર્જાય